॥ ॐ नमः शिवाय ॥

श्रीपुष्पदन्तविरचितं

# ॥ शिवमहिम्नःस्तोत्रम्. ॥

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામિશ્રી
આત્માનંદ સરસ્વતી વિરચિત સમશ્લોકી
ગુજરાતી ભાષાન્તર સહિત.




પ્રકાશક

**જોશી વૃંદાવન માણેકલાલ.**

કાળુપુર નવાદરવાજા કંસારાવાડ

**અમદાવાદ.**

સંવત ૧૯૮૪ પ્રથમાવૃત્તિ. સને ૧૯૨૮

કીમ્મત અમુલ્ય.

તૈયાર છે.　　જ્યોતિષનો પ્રથમ ગ્રંથ.　　તૈયાર છે.

# बालबोधज्योतिषसारसंग्रहः

## ग्रहगोचरेण समलंकृतः

## મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા સહિત.

---

જ્યોતિઃશાસ્ત્ર વેદનું અંગ હોવાથી તથા કાળજ્ઞાન પણ તેને સ્વાધિન હોવાથી નિત્ય નૈમિત્તિક દરેક કાર્યમાં તેનો કેટલો ઉપયોગ છે આ વાત તો સુજ્ઞજનોને સુવિદિતજ છે, આવા ઉપયોગી જ્યોતિઃશાસ્ત્રનું જ્ઞાન દરેક પુરૂષોને આવશ્યક હોવાના કારણથીજ આ 'बालबोधज्योतिषसारसंग्रह' નામનો ગ્રંથ શુદ્ધ ગુજરાતી ટીકા સહિત પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આ ગ્રંથમાં સંજ્ઞારત્ન, યોગરત્ન, મુહુર્તરત્ન, સંસ્કારરત્ન તથા મિશ્રરત્ન નામક પાંચ ભાગ પાડવામાં આવ્યા છે, તેમજ આ ગ્રંથની છેવટમાં ગ્રહગોચર જ્યોતિષ નામક ગ્રંથ પણ શુદ્ધ ગુજરાતી ટીકા સહિત આપવામાં આવ્યો છે. તેથી કરીને જ્યોતિઃશાસ્ત્રમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા દરેક સદ્ગૃહસ્થોને આ ગ્રંથ અવશ્ય સંગ્રહ કરવા યોગ્ય છે. આ ગ્રંથની નવી ચોથી આવૃત્તિ સારા ગ્લેજ કાગળ અને લુગડાના પાકા સુંદર પુંઠા સાથે બહાર પડી છે. કીમ્મત બાર આના. વી. પી. ખર્ચ જુદું

॥ ॐ नमः शिवाय ॥

श्रीपुष्पदन्तावेर [illegible]ितं

# ॥ शि[illegible]महिम्नःस्तोत्रम्. ॥


શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામિશ્રી

આત્માનંદ સરસ્વતી વિરચિત સમશ્લોકી

ગુજરાતી ભાષાન્તર સહિત.





પ્રકાશક

**જોશી વૃંદાવન માણેકલાલ.**

કાળુપૂર નવાદરવાજા કંસારાવાડ

**અમદાવાદ.**

સંવત્ ૧૯૮૪ પ્રથમાવૃત્તિ. સને ૧૯૨૮

કીમ્મત અમૂલ્ય.

આ સ્તોત્ર લઘુબંધુ કાશીવિશ્વનાથના શ્રેયાર્થે મહેતા ભોળાનાથ દીનાનાથ તરફથી વિના મૂલ્યે ભેટ આપવામાં આવશે. શિવભક્તિપરાયણ પુરૂષોએ તથા બ્હેનોએ પ્રકાશક મારફતે પોસ્ટેજ અડધા આનાની ટીકીટ મોકલી મંગાવી લેવું.

# શિવ સ્તુતિ.

કૈલાસનાથ દ્વજ જોડિ હાથ ભળિ ભક્ત સાથ વારંવારમ્
ક્ષણભંગિ દેહ ધરૂં સ્નેહ લેહ વંદુ ત્રિલોકિ વિશ્વાધારમ્
શિવ સત્ય નામ વડું જ્ઞાનધામ કરૂણાનિધાન વિમળાકારમ્
કરૂં સત્ય સેવ નમું ઇષ્ટદેવ હર પાપ તાપ તારણ હારમ્
લૈ ભંગરંગ લિપિ ભસ્મ અંગ વસિ ગંગ ગૌરિ સંગે સારમ્
ધરિ કંઠ માળ નાગેન્દ્ર કાળ દીસે કરાળ વિષની ધારમ્
હે જગતપાલ પ્રભુ શરણ આલ છે મોહજાલ સંકટ દ્વારમ્
શંકર શિવાય હર સામ્બરાય બં શંભુ શંભુ સુખદાધારમ્

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપી. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

# સ્મરણાંજલિ.

સદ્ગત લઘુબંધુ કાશીવિશ્વનાથ જગજીવનદાસ

ત્હારો

મ્હારા પ્રત્યે

વડીલ બંધુ તરીકેનો

અનહદ પ્રેમ હતો તે પ્રેમથી

આકર્ષાઇ ત્હારા સ્મરણચિન્હ તરીકે

તેમજ ત્હારા શ્રેયાર્થે શિવમહિમાથી ભરપૂર

પુષ્પદંત વિરચિત **'શિવમહિમ્નઃસ્તોત્ર'** પરમહંસ સ્વામિશ્રી

આત્માનંદ સરસ્વતી વિરચિત સમશ્લોકી

ગુજરાતી ભાષાન્તરસહિત પ્રસિદ્ધ

કરી શિવભક્તિપરાયણ દ્વિજ

બંધુઓને ભેટ આપી

કૃતાર્થ થાઉં

છું.

રવિવાર
ચૈત્ર કૃષ્ણ દશમી
સંવત્ ૧૯૮૪.

હું છું
પ્રેમવંચિત
**ભોળાનાથ દીનાનાથ.**

# श्री शंकरध्यानम्.



ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचन्द्रावसंतं
रत्नाकल्पोज्ज्वलाङ्गं परशुमृगवराभीतिहस्तं प्रसन्नम् ॥
पद्मासीनं समंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं
विश्वाद्यं विश्ववंद्यं निखिलभयहरं पंचवक्त्रं त्रिनेत्रम् ॥२॥

**ભાવાર્થઃ**—રૂપાના પર્વત જેવી શ્વેત કાંતિવાળા, સુંદર ચંદ્રમા છે ભૂષણ જેને એવા, રત્નસમૂહ સદશ ઉજ્જવળ શરીરવાળા; પરશુ, મૃગ, વર અને અભીતિ છે હાથમાં જેમના એવા, પ્રસન્ન મુખવાળા, પદ્માસને બેઠેલા, ચારે બાજુએ દેવતાઓથી સ્તુતિ કરાયેલા એવા, વાઘાંબર જેમની કેડ ઉપર વીંટાળેલ છે એવા, જગતના કારણભૂત, જગતથી વંદન કરવા યોગ્ય, સમગ્ર ભયને હરનારા તથા પાંચ મુખ અને ત્રણ નેત્રવાળા એવા મહાદેવનું નિરંતર ધ્યાન કરવું.॥૧॥

॥ ॐ श्री गणेशाय नमः ॥



# ॥ शिवमहिम्नः स्तोत्रम् ॥

समश्लोकी गुजराती भाषान्तर सहितम्.

॥ शिखरिणी छंदः ॥

महिम्नः पारं ते परमविदुषो यद्यसदृशी
स्तुतिर्ब्रह्मादीनामपि तदवसन्नास्त्वयि गिरः ॥
अथाऽवाच्यः सर्वः स्वमतिपरिणामावधि गृणन्
ममाप्येष स्तोत्रे हर निरपवादः परिकरः ॥१॥

શિખરિણી છંદ.

મહીમાનો પાર પ્રભુ ન સમજે તો સ્તુતિ વૃથા
વૃથા બ્રહ્માદીની પણ તમ વિષે વાક્પ્રવિણુતા
યથાશક્તી માટે સ્તુતિ કરવિ એ દોષિત નહી
મુજ સ્તોત્રારંભ ત્રિપુરહર નિર્દોષ જ સહી. ૧

अतीतः पंथानं तव च महिमा वाङ्मनसयो-
रतद्व्यावृत्त्यायं चकितमभिधत्ते श्रुतिरपि ॥
स कस्य स्तोतव्यः कतिविधगुणः कस्य विषयः
पदे त्वर्वाचीने पतति न मनः कस्य न वचः ॥२॥

ન આવે જાણ્યામાં તુજ સુમહિમા વાણિ મનથી
શ્રુતી તો આશ્ચર્યે બનિ જડ નિષેધે લયવતી
શકે તેને વર્ણી કવણ ગુણિ કોનો વિષય રે
નવા રૂપે કોનું મન વચન દોડે નહિ અરે. ૨

मधुस्फीता वाचः परममम्रृतं निर्मितवत-
स्तव ब्रह्मन् किं वागपि सुरगुरोर्विस्मयपदम् ॥
मम त्वेतां वाणीं गुणकथनपुण्येन भवतः
पुनामीत्यर्थेऽस्मिन्पुरमथन बुद्धिर्व्यवसिता ॥३॥

મધૂ જેવી મીઠી અમૃતસમ વાણી નિરમિતા
તમે તેને વર્ણી વિધિનિ પણ વાણી સુચકિતા
કર્યો નિશ્ચે મેં તો ગુણ કથન પુણ્યે તમ તણા
કરૂં મારી વાણી પુનિત ત્રિપુરારી હું હમણા. ૩

तवैश्वर्यं यत्तज्जगदुदयरक्षाप्रलयकृत्
त्रयीवस्तु व्यस्तं तिसृषु गुणभिन्नासु तनुषु ॥
अभव्यानामस्मिन् वरद रमणीयामरमणीं
विहंतुं व्याक्रोशीं विदधत इहैके जडधियः ॥४॥

જગત્સૃષ્ટી રક્ષા લયકર તવૈશ્વર્ય શુભને
ત્રયી વસ્તુ માને ત્રિતનુ મહિં જે ભિન્ન ત્રિગુણે
ચળે જેવી રીતે અદૃઢ મન પાપીજન તણાં
કરે નિંદા તેવી કંઇપણ હણાવા જડ ઘણા. ૪

किमीहः किंकायः स खलु किमुपायस्त्रिभुवनं
किमाधारो धाता सृजति किमुपादान इति च ॥
अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः
कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः ॥५॥

સૃજંતા ત્રૈલોક્ય પ્રભુનિં કઇ ચેષ્ટા શરિર શું
શું આધારોપાયો પ્રથમપતિને કારણ જ શું
અતર્ક્યૈશ્વર્યે હે પશુપતિ તમારા નવનવા
કુતર્કો લે એવા જડ હતમતીને ભુલવવા. ૫

अजन्मानो लोकाः किमवयववंतोपि जगता-
मधिष्ठातारं किं भवविधिरनादृत्य भवति ॥
अनीशो वा कुर्याद्भुवनजनने कः परिकरो
यतो मंदा स्त्वां प्रत्यमरवर संशेरत इमे ॥६॥

અજન્મા શૂં એ છે અવયવ સુવાળા જન છતે
ન લેતા કર્ત્તાને થયું સકળ આ વિશ્વ શિ રીતે
કદી જો તે વીના ઇતર કરતા હોય જગનો
શિ સામગ્રી તેને બહુજ શક લે મૂરખજનો. ૬

त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ॥
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥७॥

ત્રયી યોગે સાંખ્યે પશુપતિમતે વૈષ્ણવમતે
ફુલાણો છે રૂડો હિતકરણ આ છે સરસ તે
રૂચીના એ ભેદે સરળ વળિ વાંકે પથ જતાં
જનો પાસે તૂંને શિવ જળધિને જેમ સરિતા. ૭

महोक्षः खट्वांगं परशुरजिनं भस्म फणिनः
कपालं चेतीयत्तव वरद तंत्रोपकरणम् ॥
सुरास्तां तामृद्धिं दधति तु भवद्भ्रूप्रणिहितां
न हि स्वात्मारामं विषयमृगतृष्णा भ्रमयति ॥८॥

વિભૂતી ને નંદી ફણિ ફરશિ અર્ધાંગ ચરમો
કરોટી એ રૂડાં તુજ વરદ તંત્રોપકરણો
અમીની દૃષ્ટિએ અમર સહુને સંપતિ જડે
તમો આત્મારામે વિષય મૃગતૃષ્ણા નચ નડે. ૮

ध्रुवं कश्चित्सर्वं सकलमपरस्त्वध्रुवमिदं
परो ध्रौव्याध्रौव्ये जगति गदति व्यस्तविषये ॥
समस्तेऽप्येतस्मिन् पुरमथन तैर्विस्मित इव
स्तुवन् जिह्रेमि त्वां न खलु ननु धृष्टा मुखरता ॥९॥

વદે કોઈ નિત્ય ત્રિજગત અનિત્ય પૃથિવિમાં
બિજો નિત્યાનિત્ય પ્રગટ જન કે' ભિન્ન મતમાં
સ્તુતી કરતાં લાજૂં બહુમતથી આશ્ચર્ય મુજને
તથાપી ના લજ્જા કદિ ખચિત વાચાળ નરને. ૯

तवैश्वर्यं यत्नाद्यदुपरि विरिंचो हरिरधः
परिच्छेत्तुं यातावनलमनलस्कंधवपुषः ॥
ततो भक्तिश्रद्धाभरगुरुगृणद्भ्यां गिरिश यत्
स्वयं तस्थे ताभ्यां तव किमनुवृत्तिर्न फलति ॥१०॥

શિવા અગ્ની! મૂર્ત તુજ સુ ઇશતાને જ ભરવા
ગયા વિષ્ણુ નીચે વિધિ ઉપર સૂજયૂં નહિં ભવા
પછી ભક્તી શ્રદ્ધા સહિત ભજતાં તે થઇ છતી
ફળેલી સેવા શું તમ તણિ નથી તર્ત ફળતી. ૧૦

अयत्नादापाद्य त्रिभुवनमवैरव्यतिकरं
दशास्यो यद्बाहूनभृत रणकंडूपरवशान् ॥
शिरःपद्मश्रेणीरचितचरणांभोरुहबलेः
स्थिरायास्त्वद्भक्तेस्त्रिपुरहर विस्फूर्जितमिदम् ॥११॥

કરી જેને યુદ્ધાતુર અસુર તે રાવણ ખરે
અનાયાસે પામ્યો ત્રિભુવન સુ નિષ્કંટક ખરે
ચડાવ્યાથી શ્રેણી શિરકમળની આપ ચરણે
મળ્યૂં સર્વે તેને ત્રિપુરહર ભક્તી દઢ પણે. ૧૧

अमुष्य त्वत्सेवासमधिगतसारं भुजवनं
बलात्कैलासेऽपि त्वदधिवसतौ विक्रमयतः ॥
अलभ्या पातालेऽप्यलसचलितांगुष्ठशिरसि
प्रतिष्ठा त्वय्यासीद्ध्रुवमुपचितो मुह्यति खलः ॥१२॥

મળ્યું આ સેવાથી તમતણિ ભુજાનું વન ભલું
ઉપાડે તે જોરે દશવદન કૈલાસ સઘળું
શક્યો ના પાતાળે ટકિ તુજ સુ અંગુષ્ટ અડતાં
ન લજ્જા નીચોને ખચિત ઉપકારો ભુલિ જતાં. ૧૨

यदृद्धिं सुत्राम्णो वरद परमोच्चैरपि सती-
मधश्चक्रे बाणः परिजनविधेयत्रिभुवनः ॥
न तच्चित्रं तस्मिन्वरिवसितरि त्वच्चरणयो-
र्न कस्या उन्नत्यै भवति शिरसस्त्वय्यवनतिः ॥१३॥

સમૃદ્ધિયો ઊંચી સુરપતિનિ જે તુચ્છ ગણતો
ત્રિલોકી તો જેને વશ વરદ તે બાણ જ હતો
ન તેમાં આશ્ચર્ય પ્રભુપદ પુજ્યાનો જ મહિમા
તમોને વંદ્યાથી કવણ નહિ પામે સુગરિમા. ૧૩

अकांडब्रह्मांडक्षयचकितदेवासुरकृपा–
विधेयस्यासीद्यस्त्रिनयन विषं संहृतवतः ॥
स कल्माषः कंठे तव न कुरुते न श्रियमहो
विकारोऽपि श्लाघ्यो भुवनभयभंगव्यसनिनः ॥१४॥

અકાળે બ્રહ્માંડ ક્ષયભય થતાં દૈત્ય સુરને
કૃપા કર્વા કાજે વિષ પિધું તમે તર્ત લઇને
સુકંઠે દીપે એ ગરળ કદિ કાળી નિરમળા
જગદ્વિઘ્નધ્વંસી હર તુજ વિકારો પણ ભલા. ૧૪

असिद्धार्था नैव क्वचिदपि सदेवासुरनरे
निवर्तंते नित्यं जगति जयिनो यस्य विशिखाः ॥
स पश्यन्नीश त्वामितरसुरसाधारणमभूत्
स्मरः स्मर्तव्यात्मा नहि वशिषु पथ्यः परिभवः ॥१५

જનો દેવો દૈત્યો સહિત જગ જીતે સ્મર ખરે
નહીં જાયે જેના શર અફળ કોઈ અવસરે
ભજત દેવો પેઠે નિરખિ તમને નામ જ રહ્યું.
જીતેંદ્રી છેડયાથી પ્રભુ ભલુ નથી કોઇનું થયૂં. ૧૫

महीं पादाघाताद्व्रजति सहसा संशयपदं
पदं विष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् ॥
मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा
जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥१६॥

બિચે ભૂમી નાચો હર જગત રક્ષાર્થ પદથી
કરો હાલે તેથી ગ્રહગણ નભે પીડિત અતી
જટા છૂટી વાગ્યે પ્રચલિત બને સ્વર્ગ બહુરે
પ્રભૂતા કો ટાણે પ્રતિકુળ થઈ જાય જ ખરે. ૧૬

वियद्व्यापी तारागणगुणितफेनोद्गमरुचिः
प्रवाहो वारां यः पृषतलघुदृष्टः शिरसि ते ॥
जगद्द्वीपाकारं जलधिवलयं तेन कृतमि-
त्यनेनैवोन्नेयं धृतमहिम दिव्यं तव वपुः ॥१७॥

નભે વ્યાપ્યા તારા ગણુથિ ઉજળાં નિર્મળ ફીણો
જણાયે તે વ્હેળો શિર ટપકતા બિંદુથી ઝીણો
જગદ્વીપાકારે જલધિ ફરતે માલુમ પડે
મહીમાની જાણું તનુ તમતણી તે ગુણુ વડે. ૧૭

रथः क्षोणी यंता शतधृतिरगेंद्रो धनुरथो
रथांगे चंद्रार्कौरथचरणपाणिः शर इति ॥
दिधक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडंबरविधि--
र्विधेयैः क्रीडंत्यो न खलु परतंत्राः प्रभुधियः ॥१८॥

ચડાવ્યાં છે ચક્રો રવિશશિ તણા પૃથ્વિરથને
ધર્યો મેરૂ ચાપે હરિશર વિધી સારથી બને
કરી શું તૈયારી ત્રિપુરતૃણને દગ્ધ કરવા
નથી સ્વાધીનોથી પરવશમતી તારિ રમવા. ૧૮

हरिस्ते साहस्रं कमलबलिमाधाय पदयो--
र्यदेकोने तस्मिन्निजमुदहरन्नेत्रकमलम् ॥
गतो भक्त्युद्रेकः परिणतिमसौ चक्रवपुषा
त्रयाणां रक्षायै त्रिपुरहर जागर्ति जगताम् ॥१९॥

તમારી પૂજામાં હરિ કમળ હજાર ચરણે
ચઢાવે ત્યાં ઓછું થયું કમળ દે ત્યાં નયનને
ખરી આ ભક્તીથી તરત હરિને ચક્ર મળિયૂં
ત્રિલોકી રક્ષાર્થે ત્રિપુરહર જે જાગૃત રહ્યું. ૧૯

क्वौ सुप्ते जाग्रत्त्वमसि फलयोगे क्रतुमतां
क्व कर्म प्रध्वस्तं फलति पुरुषाराधनमृते ॥
अतस्त्वां संप्रेक्ष्य क्रतुषु फलदानप्रतिभुवं
श्रुतौ श्रद्धां बध्वा दृढपरिकरः कर्मसु जनः ॥२०॥

થયા પૂરા યજ્ઞો પછિ પણ ફળો છો ઝટ ઘણા
ફળે શૂં હતકર્મો પ્રમુખ પુરૂષારાધન વિના
અરે તે માટે જી ગણિ સફળ દેનારજ તમો
શ્રુતીના વિશ્વાસે જનનિત કરે યજ્ઞ કરમો. ૨૦

क्रियादक्षो दक्षः क्रतुपतिरधीशस्तनुभृता--
मृषीणामार्त्विज्यं शरणद सदस्याः सुरगणाः ॥
क्रतुभ्रंशस्त्वत्तः क्रतुफलविधानव्यसनिनो
ध्रुवं कर्तुः श्रद्धाविधुरमभिचाराय हि मखाः ॥२१॥

ક્રિયા ડાહ્યો દક્ષ ક્રતુપતિ હતા ઇશ્વરસ્વતા
ઋષીઓ ઋત્વીજો સુરવર સભાના જન હતા
કર્યો યજ્ઞધ્વંસ ક્રતુસુફળ દાતા હર તમે
કરે શ્રદ્ધા પાખી મખ નિજતણો નાશજ બને. ૨૧

प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं
गतं रोहिद्भूतां रिरमयिषुमृष्यस्य वपुषा ॥
धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं
त्रसंतं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः ॥२२॥

મૃગી થાતાં કન્યા સ્મરવશ વિરિંચી મૃગ બની
ગયા વાંસે સ્વર્ગે રમણ કરવા બુદ્ધિ ઉપની
તમે માર્યું બાણ સપિચ્છ રહ્યું તેના શરીરમાં
નહીં મૂકે આર્દ્રા હજી મૃગતણી કેડ નભમાં. ૨૨

स्वलावण्याशंसा धृतधनुषमह्नाय तृणवत्
पुरः प्लुष्टं दृष्ट्वा पुरमथन पुष्पायुधमपि ॥
यदि स्त्रैणं देवी यमनिरत देहार्द्धघटना-
दवैति त्वामद्धा बत वरद मुग्धा युवतयः ॥२३॥

ઉમાના સૌંદર્યે વશ કરિશ ધારી ધનુષને
ચડાવે ત્યાં દષ્ટે યમનિરત બાળ્યો મદનને
છતાં જોતાં અંબા નિજ અરધ અંગે હરધરે
ધરે જો એ ફાંકો ગણવિ યુવતીઓ મુરખરે. ૨૩

स्मशानेष्वाक्रीडा स्मरहर पिशाचाः सहचरा--
श्चिताभस्मालेपः स्त्रगपि नृकरोटीपरिकरः ॥
अमंगल्यं शीलं तव भवतु नामैवमखिलं
तथापि स्मर्तॄणां वरद परमं मंगलमसि ॥२४॥

સ્મશાનોમાં ક્રીડા તમતણિ ભુતો સાથ સઘળે
ચિતાભસ્મો ભૂસો નરશિરનિ માળા ધરિ ગળે
તમે રાખો છો એ કદિ બધુ અમંગલ્યજ કને
તથાપિ ભકતોને વરદ અતિ છો મંગલ તમે ૨૪

मनः प्रत्यक् चित्ते सविधमवधायात्तमरुतः
प्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्संगितदृशः ॥
यदालोक्याह्लादं ह्रद इव निमज्ज्यामृतमये
दधत्यंतस्तत्त्वं किमपि यमिनस्तत्किल भवान् ॥२५॥

મનોવૃત્તી ચિત્તે ધરિ સવિધ પ્રાણાનિલ યમ્યા
રૂવાંડાઓ જેના ખિલિ નયન હર્ષાશ્રુ સુરમ્યા
સુયોગી જે તત્ત્વ બુઝિ અમૃત કુંડે જ્યમ રમે
રૂડા માંહી રૂડું ત્રિપુરહર તે તત્ત્વજ તમે. ૨૫

त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवह--
स्त्वमापस्त्वं व्योमत्वमु धरणिरात्मा त्वमिति च॥
परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रतु गिरं
न विद्मस्तत्त्वं वयमिह तु यत्त्वं न भवसि ॥२६॥

તમે ભાનુ ઇંદુ પવન અગની છો જળ તમે
તમે છો આકાશ પૃથિવિ વળિ આત્મા પણ તમે
ભલે એવી રીતે દિલ ધર્યું પરીપકવ મતિએ
તમે ના હો એવું કદિ નહિં અમે તત્ત્વ બુઝિએ. ૨૬

त्रयीं तिस्रो वृत्तीस्त्रिभुवनमथो त्रीनपि सुरा--
नकाराद्यैर्वर्णैस्त्रिभिरभिदधत्तीर्णविकृति ॥
तुरीयं ते धाम ध्वनिभिरवरुंधानमणुभिः
समस्तं व्यस्तं त्वां शरणद गृणात्योमिति पदम्॥२७॥

ત્રિવેદ ત્રીવૃત્તિ ત્રિભુવન તથા દેવ ત્રણને
અકારાદી વર્ણ ત્રણથી કરિ ૐકારજ બને
જણાવે જે સૂક્ષ્મધ્વનિથિ તુજ ચોથા સ્વરૂપને
પિછાનાવે વ્યસ્ત સકળરૂપ તે ૐપદ તને. ૨૭

भवः शर्वो रुद्रः पशुपतिरथोग्रः सह महां--
स्तथा भीमेशानाविति यदभिधानाष्टकमिदम् ॥
अमुष्मिन्प्रत्येकं प्रविचरति देव श्रुतिरपि
प्रियायास्मै धाम्ने प्रणिहितनमस्योऽस्मि भवते ॥२८॥

મહારુદ્રેશાનોગ્રભિમભવ શર્વઃ પશુપતી
તમારાં નામોનું સુફળપ્રદ તે અષ્ટક શ્રુતી
ગાયે છે સિદ્ધાંત પ્રગટ મહિમા જાય ન કહ્યો
તમો એવા તેના પ્રિય સ્વરૂપને હું નમિ રહ્યો. ૨૮

नमो नेदिष्ठाय प्रियदव दविष्ठाय च नमो
नमः क्षोदिष्ठाय स्मरहर महिष्ठाय च नमः ॥
नमो वर्षिष्ठाय त्रिनयन यविष्ठाय च नमो
नमः सर्वस्मै ते तदिदमिति सर्वाय च नमः ॥२९॥

નમું હે નેદિષ્ઠા પ્રિયદવ દવિષ્ઠા તુજ નમું
નમું હે ક્ષોદિષ્ઠા સ્મરહર મહિષ્ઠા તુજ નમું
નમું હે વર્ષિષ્ઠા ત્રિનયન યવિષ્ઠા તુજ નમું
નમું હે સર્વાત્મા અતિ દિન હું શર્વા તુજ નમું. ૨૯

बहलरजसे विश्वोत्पत्तौ भवाय नमो नमः
प्रबलतमसे तत्संहारे हराय नमो नमः ॥
जनसुखकृते सत्वोद्रिक्तौ मृडाय नमो नमः
प्रमहसि पदे निस्त्रैगुण्ये शिवाय नमो नमः ॥३०॥

સૃજ છ રજને યોગે સૃષ્ટી ભવા તુજ હું નમૂં
હણુ છ તમને યોગે હંતા હરા તુજ હું નમૂં
જન સુખિ કરે સત્ત્વે માટે મૃડા તુજ હું નમૂ
ત્રિગુણથી જુદો તું તેજોબ્ધી શિવા તુંજ હું નમૂ. ૩૦

कृशपरिणतिचेतः क्लेशवश्यं क्व चेदं
क्व च तव गुणसीमोल्लंघिनी शश्वदृद्धिः ॥
इति चकितममंदीकृत्य मां भक्तिराधा-
द्वरद चरणयोस्ते वाक्यपुष्पोपहारम् ॥३१॥

અતિકૃપ મન મારૂં ક્લેશને વશ્ય તે ક્યાં
અકળ ગુણ તમારા પારને પામવું ક્યાં
ભયભિત થઉં છૂં તે કારણે ભક્તિએ આ
વરદ તમ પદોમાં વાણિ પુષ્પો ચડાવ્યાં. ૩૧

असितगिरिसमं स्यात्कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ॥
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥ ३२॥

નિલગિરિ તણિ શાહી સિંધુની દોત સ્વામી
કલમ સુરતરૂની ડાળ્ય ભૂપત્ર નામી
ગ્રહણ કરિ લખે જો શારદા સર્વકાળ
તદપિ તુજ ગુણોનો પારનાવે વિશાળ. ૩૨

असुरसुरमुनींद्रैरर्चितस्येंदुमौले-
र्ग्रथितगुणमहिम्नो निर्गुणस्येश्वरस्य ॥
सकलगुणवरिष्ठः पुष्पदंताभिधानो
रुचिरमलघुवृत्तैः स्तोत्रमेतच्चकार ॥ ३३ ॥

અસુર સુર મુનીંદ્રે ઇંદુમૌલી પુજ્યા છે
અગુણગુણ મહિમ્ન સ્તોત્રમાં વર્ણવ્યા છે
શુભ ગુણિયલ ડાહ્યા પુષ્પદંતે નમીને
અતિ સરસ રચ્યૂં આ દીર્ઘ છંદે કરીને. ૩૩

अहरह नवद्यं धूर्जटेः स्तोत्रमेतत्
पठति परमभक्त्या शुद्धचित्तः पुमान्यः ॥
स भवति शिवलोके रुद्रतुल्यस्तथात्र
प्रचुरतरधनायुः पुत्रवान् कीर्तिमांश्च ॥ ३४ ॥

નિત નિત નિરદોષ સ્તોત્ર શંભુનું ભાવે
મનુજ કદિ ભણે જો શુદ્ધ ચિત્ત સ્વભાવે
ઘણુજ ધન ચિરાયુ પુત્રને કીર્તિ પામે
પુનિત થઇ રહે તે રુદ્રવત શંભુ ધામે. ૩૪

महेशान्नापरो देवो महिम्नो नापरा स्तुतिः ॥
अघोरान्नापरो मंत्रो नास्तितत्त्वं गुरोः परम् ॥ ३५ ॥

મહેશથી નથી દેવ કો સ્તુતિ ન મહિમ્નથી
અઘોરથી નથી મંત્ર ગુરૂથી તત્ત્વ કો નથી. ૩૫

दीक्षा दानं तपस्तीर्थं ज्ञानं यागादिकाः क्रियाः॥
महिम्नस्तव पाठस्य कलां नार्हति षोडशीम् ॥ ३६ ॥

દીક્ષા દાન તપો તીર્થો જ્ઞાન યજ્ઞાદિ કર્મ એ
મહિમ્નસ્તોત્રની સાથે કળા સોળમી ના લહે. ૩૬

कुसुमदशननामा सर्वगंधर्वराजः
शिशुशशाङ्कमौलेर्देवस्य दासः ॥
स खलु निजमहिम्नो भ्रष्ट एवास्य रोषात्
स्तवनमिदमकार्षीद्दिव्यदिव्यं महिम्नः ॥ ३७ ॥

શિશુ શશધર કેરા દાસ પુત્ર પ્રમાણે
કુસુમદશન નામે સર્વ ગંધર્વ રાણે
શિવનિ કરાડ દૃષ્ટે ભ્રાંત થાતાં જ વાર
સ્તુતિ શિવ મહિમાની કીધ તેણે ઉદાર. ૩૭

सुरवरमुनिपूज्यं स्वर्गमोक्षैकहेतुं
पठति यदि मनुष्यः प्रांजलिर्नान्यचेताः ॥
व्रजति शिवसमीपं किन्नरैः स्तूयमानः
स्तवनमिदममोघं पुष्पदंतप्रणीतम् ॥ ३८ ॥

સુરવર મુનિ વંદ્ય સ્વર્ગ મોક્ષાર્થકારી
સ્તુતિ સફળ કિધી છે પુષ્પદંતે જ સારી
મનુજ કદિ ભણે જો હાથ જોડી નિરાંતે
શિવ સમિપ સિધાવે કિન્નરોએ ગવાતે. ૩૮

श्रीपुष्पदन्तमुखपंकजनिर्गतेन
स्तोत्रेण किल्बिषहरेण हरप्रियेण ॥
कंठस्थितेन पठितेन समाहितेन
सुप्रीणितो भवति भूतपतिर्महेशः ॥ ३९ ॥

શ્રીપુષ્પદંત મુખપદ્મથી નીકળ્યું જે
આ સ્તોત્ર પાપહર ઈશ્વરને ગમ્યું જે
નિશ્ચિંત થૈ કરિ મુખે ભણતા હમેશ
થાયે પ્રસન્ન નકિ ભૂતપતિ મહેશ. ૩૯

इत्येषा वाङ्मयी पूजा श्रीमच्छंकरपादयोः ॥
अर्पिता तेन देवेशः प्रीयतां मे सदाशिवः ॥ ३९ ॥

આ વાણિરૂપ સત્પૂજા આત્માનંદ સરસ્વતી
અર્પે ગૃહો મૃડાનીશ શૂલપાણી યતીપતી. ૪૦

ઇતિશ્રી સ્માર્તમતોત્તેજક સભાઆસનાધિપ શ્રીમત્પરમહંસ
પરિવ્રાજકાચાર્ય સ્વામિશ્રીઆત્માનંદ સરસ્વતી વિરચિત
ગુર્જર મહિમ્નસ્તોત્ર સમાપ્તમ્.

॥ श्रीसाम्बसदाशिवार्पणमस्तु ॥



# નીચેનાં ગ્રંથો અમારે ત્યાંથી મળશે.

**ताजिकसारसंग्रह**—મૂળશ્લોક, શુદ્ધ ગુજરાતી ટીકા અને સ્પષ્ટ ઉદાહરણ સહિત. આ ગ્રંથમાં ત્રણ અધ્યાય પાડવામાં આવ્યા છે. પહેલા ગણિતાધ્યાયમાં વર્ષફળ બનાવવાનું ગણિત સ્પષ્ટ ઉદાહરણ સહિત, બીજા ભાવાધ્યાયમાં ચલિ ગયેલા સૂર્યાદિ ગ્રહોનું ફળ તથા ત્રીજા ફળાધ્યાયમાં વર્ષફળનું સવો સ્ફુટ ફળાદેશ આપવામાં આવ્યું છે. આ ગ્રંથ વર્ષપત્રિકા બનાવવાને તથા તેનું ફળાદેશ જોવા માટે અત્યુત્તમ છે. સુવર્ણાક્ષર મુદ્રિત પાકા પુંઠાની કીમ્મત બે રૂપિઆ ટ. ખ. જુદું.

**जातकचान्द्रिका**- યાજ્ઞિકનાથ વિરચિત મૂળ શ્લોક, અન્વય, ગુજરાતી ટીકા અને સ્પષ્ટ ઉદાહરણ સહિત. આ ગ્રંથમાં ૭ પ્રબોધ પાડવામાં આવ્યા છે. આ ગ્રંથ જન્મપત્રિકા બનાવવા માટે અત્યુત્તમ છે. કીમ્મત દોઢ રૂપિઓ ટ. ખ. જુદું.

**भावप्रकाश**—જીવનાથ દેવજ્ઞ વિરચિત મૂળ શ્લોક, અન્વય અને શુદ્ધ ગુજરાતી ભાષાન્તર સહિત. આ ગ્રંથમાં સાત અધ્યાય પાડવામાં આવ્યા છે, પહેલા અધ્યાયમાં ચલિ ગયેલા સૂર્યાદિ ગ્રહોનું ફળ, બીજા અધ્યાયમાં તન્વાદિ દ્વાદશભાવનો વિચાર, ત્રીજા અધ્યાયમાં યોગોનું ફળ, ચોથા અધ્યાયમાં સ્ત્રીજાતકનું ફળ, પાંચમા અધ્યાયમાં દશા મહાદશાનું ફળ, છઠ્ઠા અધ્યાયમાં અંતર્દશાનું ફળ તથા સાતમા અધ્યાયમાં ગ્રહોનાં દાન જપાદિ વિગેરે વિષયો વર્ણવેલા છે. તેથી કરીને આ ગ્રંથ જન્મપત્રિકાનું ફળાદેશ જોવા માટે ઉત્તમ છે. કી. બે રૂ.

કાળુપૂર નવાદરવાજા. } ગ્રંથ મળવાનું ઠેકાણું
અમદાવાદ. } જોશી વૃંદાવન માણેકલાલ

તૈયાર છે. શિવભકિતનું અત્યુત્તમ સ્તોત્ર. તૈયાર છે.

## પુષ્પદંત વિરચિત.

# શિવમહિમ્નઃસ્તોત્ર.

### મૂળશ્લોક, અન્વય, અન્વયાર્થ તથા શુદ્ધ ગુજરાતી ભાષાન્તર સહિત.

આજકાલ ઘોરતમ કળિકાળમાં ભગવાનને પ્રસન્ન કરવાનો સહેલો અને સાધ્ય ઉપાય ભગવાનની સ્તુતિજ છે. સ્વયંભુ ભગવાન મહાદેવજીની સ્તુતિના અનેક સ્તોત્રો વિદ્યમાન છે. તેઓમાં પુષ્પદંતકૃત "શિવમહિમ્નઃસ્તોત્ર" એક એવું દિવ્ય અને મનોહર સ્તોત્ર છે કે તેના મૂળમાત્ર શ્લોકનો પાઠ કરવાથી પણ શિવભક્તોનાં અંતઃકરણ પ્રેમાર્દ્ર થઇ જાય છે. તેમજ આ સ્તોત્ર મનોહર અને ફળદાયી હોવાથી ભરતખંડના સર્વ પ્રાંતોમાં તેનો પ્રચાર થઇ રહેલો છે. તેથીજ કરીને આધુનિક ભૂદેવો પોતાના બાળકોને પ્રથમ આ સ્તોત્ર ભણાવે છે. પરંતુ અર્થજ્ઞાન વિના શિવભકિતપરાયણ સાધારણ માણસો તથા નાના બાળકો તેના રહસ્યનો પૂરેપૂરો લાભ લઇ શકતા નથી. તેથી કરીને તેઓને અનાયાસથી બોધ થવાના નિમિત્તથી આ મહિમ્નઃસ્તોત્ર અન્વય, શબ્દેશબ્દનો અન્વયાર્થ તથા શુદ્ધ ગુજરાતી ભાષાંતર અને ઉપયોગી આરતીસંગ્રહ સહિત છપાવી પ્રસિદ્ધ કરેલ છે. તેનો લાભ લેવા હરેક ભૂદેવોને તથા શિવભક્તોને ખાસ વિનંતિ છે. ગ્લેજ કાગળની કીમ્મત ચાર આના. ટપાલ ખર્ચ એક આનો. બહાર ગામના ગ્રાહકોએ પોષ્ટની ટીકીટો મોકલવી.

| | |
|---|---|
| કાળુપૂર નવાદરવાજા<br>અમદાવાદ. | મળવાનું ઠેકાણું<br>**જોશી વૃંદાવન માણેકલાલ** |